उपमन्युकृत.

# जयशंकर स्तोत्र.

મૂળ સહિત શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.

તથા

## શિવજીની આરતિને આસ્ટકો સહિત.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે. બુકસેલર
ત્રણ દરવાજે—અમદાવાદ.

આવૃત્તી બીજી—પ્રત ૨૦૦૦

અમદાવાદ.
શ્રી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ.
સંવત ૧૯૫૯ સને ૧૯૦૩

# जयशंकरकृत.

## श्लोक तथा गुजराती टीका साथे.

॥ श्रीगणेशायनमः ॥

जयशंकरपार्वतीपते मृडशंभोशशिखंडमंडने ॥
मदनांतकभक्तवत्सल प्रियकैलासदयासुधांबुधे ॥ १ ॥

હે શંકર! હે પારવતિના પતિ,! હે સુખ સ્વરૂપ! હે શંભુ! હે અર્ધ ચંદ્રના આભુષણુવાળા! હે કામદેવના કાળ! હે ભક્તવત્સલ હે કૈલાસ જેને પ્રીય છે એવા! હે દયાના અમૃત સમુદ્ર, તમારી જય થાઓ. ॥ ૧ ॥

सदुपायकथास्वपंडितो ॥ हृदयेदुःखशरेणखंडितः ॥
शशिखंडशिखंडमंडनं शरणंयामिशरण्यमीश्वरम् ॥ २ ॥

સારા ઉપયોગવાળી કથાઓમા અપંડિત એવો અને હૃદયમા દુઃખ રૂપી બાણુથી ખંડીત થએલો હું અર્ધ ચંદ્ર કડકાનું કપાળમા જેને આભુપણુ છે એવા શરણે જવા લાયક ઇશ્વર તમારે શરણે આવ્યો છું ॥ ૨ ॥

महतःपरितःप्रसर्पत स्तमसोदर्शनभेदिनोभिदे ॥
दिननाथइवस्वतेजसा हृदयव्योम्निमनागुदेहिनः ॥ ३ ॥

મ્હોટા અને ચોતરફ ફેલાયલા, અને જેમાં જોઇ ન શકાય એવા અંધારાને પોતાના તેજથી દૂર કરવા જેમ સુર્ય આકાશમા

ઉદય થાય તેમ અમારૂં અજ્ઞાન દુર કરવા અમારા હૃદયરૂપી આકા-
શમા જરા પ્રકાશ થાઓ. ॥ ૩ ॥

मधुरंहिपयःस्वभावतो ननुकीदृक्सितशर्करान्वितम् ॥
त्वदनुस्मृतिरेवपापनी स्तुतियुक्ताकिंमवक्तुमीशसा ॥ ४ ॥

દુધ સ્વભાવેજ મીઠું છે અને તેમા સ્વેત સરકરા મળી હોય
તો પછી તેની મીઠાશમા શું કહેવું ? હે ઇશ્વર તમારૂં સ્મરણુજ પ-
વીત્ર કરનારૂં છે ત્યારે તે સ્મરણુ સ્તુતી પુર્વક હોય ને પવીત્ર કરે
તેમા શી નવાઇ ? ॥ ૪ ॥

नवयंनवचर्मचक्षुषा ॥ पदवीमप्युपवीक्षितुंक्षमाः ॥
कृपयाभयदेनचक्षुषा सकलेनेशविलोकयाशुनः ॥ ५ ॥

અમે ચર્મચક્ષુથી તમારી પદવીને પણુ જોઇ શકવાને સમર્થ
નથી વાસ્તે હે ઇશ્વર ? કૃપા કરીને અભયને દેનાર તમારી પુર્ણ
ચક્ષુથી અમારી તરફ નજર કરો. ॥ ૫ ॥

सविषोप्यमृतायतेभवाग्छ छवमुंडाभरणोपिपावनः ॥
भवएवभवांतकःसतां समदृष्टिर्विषमेक्षणोपिसन् ॥ ६ ॥

તમે વિષ સહીત છો પણુ અમૃત સરખા લાગો છો, તમે
મુવેલા માણુસોના મસ્તકોનો હાર પહેર્યો છે તોપણુ પવીત્ર છો ને
તમારૂં નામ ભવ છે તોપણુ તમે ભવના (સંસારના) અંતક છો.
સમાન દૃષ્ટિવાળા છો તોપણુ વિષય દૃષ્ટિવાળા કહેવાઓ છો. ॥ ૬ ॥

अपिशूलधरोनिरामयो दृढवैराग्यरतोपिरागवान् ॥
अपिभैक्ष्यचरोमहेश्वर श्चरितंचित्रमिदाहितप्रभो ॥ ७ ॥

તમે શુલને (ત્રિશુલ) ધારણુ કરોછો તોપણુ તમે રોગ (શુલ)

રહીત છો. તમે દઢ વૈરાગવાન છો તોપણ રાગવાળા છો. ભીક્ષાના અન્નને ખાવાવાળા છો તોપણ મહેશ્વર છો. હે મહારાજ આ તમારૂં ચરીત્ર અદભુત છે ॥ ૭ ॥

**वितरत्यभिवांछितंदृशा परिदृष्टःकिलकल्पपादपः ॥**
**हृदयेस्मृतएवधीमते नमनोऽभीष्टफलप्रदोभवान् ॥ ८ ॥**

તમે દ્રષ્ટીથી ઇચ્છિત વસ્તુ આપોછો, તમે દર્શન થયે કલ્પ વૃક્ષ જેવા છો, બુદ્ધિવાન માણસે હૃદયમાં ફક્ત યાદ કર્યા હોય તેને ઇચ્છિત ફળને આપવાવાળા છો ॥ ૮ ॥

**सहसैवभुजंगपाशवान् विनिगृह्यानिनयात्रदंतकः ॥**
**अभयंकुरुतावदाशुमे गतजीवस्यपुनःकिमौषधैः ॥ ९ ॥**

નાગપાસવાળો કાળ જલદીથી આવીને જ્યા સુધી ન સપડાવે ત્યાં સુધી મને તમે જલદીથી અભેય કરો. જીવ ગયા પછી ઓષડ કરવાથી શું ફળ? ॥ ૯ ॥

**सविषैरिवभीमपन्नगै र्विषयैरेभिरलंपरिक्षतम् ॥**
**अमृतैरिवसंभ्रमेणमा मभिषिंचाशुदयावलोकनैः ॥ १० ॥**

જાણે ઝેરી ભયકર નાગ હોયની એવા આ વિષયોથી અત્યંત દસાયલો એવો હું તે ઉપર અમૃત તુલ્ય તમારી કૃપા દ્રષ્ટી આદરે કરીને શીચો. (નાખો) ॥ ૧૦ ॥

**मुनयोबहवोपियन्यतां गमिताःस्वाभिमतार्थदर्शिनः ॥**
**करुणाकरयमतेनमा मवसन्नमनुपश्यचक्षुषा ॥ ११ ॥**

ઘણા મુનીયોને પણ ઇચ્છિત અર્થની પ્રાપ્તિથી કૃતાર્થ કર્યા માટે હે કરૂણાકર હું બરોબર દુઃખીતછું તેને દ્રષ્ટીથી જુઓ. ॥૧૧॥

प्रणमाम्यथयामिचापरं शरणंकं पणाभयप्रदम् ॥
विरहीवाविभोप्रियामयं परिपश्यामिभवन्मयंजगत् ॥ १२ ॥

હે મહારાજ! દીન લોકોને અભય દેનાર તમ વિના બીજા કોહોને નમુ અને કોહોને શરણે જાઉ, જેમ વિરહી પુરૂષ આખા જગતને સ્ત્રિમય દેખે છે એમ હું સર્વ જગત તમ મય દેખુ છુ ॥૧૨॥

बंह्वोभवतानुकंपिता किमितीशाननमानुकंपसे ॥
दधताकिसुमंदराचलं परमाणुःकमठेनदुर्धरः ॥ १३ ॥

હે ઇશ્વર! તમે ઘણા ઉપર કૃપા કરી ને મ્હારા ઉપર કેમ કરતા નથી! મન્દ્રાચલને ધારણ કરનાર કાચબા (વિષ્ણુ)થી એક પરમાણુ ધારણ કરવુ મુશ્કેલ છે? ॥ ૧૩ ॥

अशुचिंयदिमानुमन्यसे किमिदंमूर्ध्निकपालदामते ॥
उत्तशाठ्यमसाधुसांगिनं विषलक्ष्मासिनकिंद्विजिह्वधृक् ।१४।

મને જો અપવિત્ર માનતા હો તો તમારા માથા ઉપર આ રૂંઢમાળ કેમ બાધી છે? અને જો મને સઠ અને નીચના સમાગમ વાળો માનતા હો તો તમે શુ ઝેરના ચીન્હવાળા નથી? અને શુ બે જીભવાળા (સર્પ)ને શુ તમે ધારણ નથી કર્યા? ॥ ૧૪ ॥

किदपांविदधामिकिंकरो म्यनुतिष्ठामिकथंभयाकुलः ॥
कनुतिष्ठसिरक्षरक्षमा मायिशंभोशरणागतोऽस्मिते ॥१६ ॥

ગભરાયલો એવો હું શુ પૃથ્વી ઉપર આળોટું? શુ મ્હારી છાતી ફાડી નાખું? શું મ્હારૂં માથું કાપી નાંખું? શું આડું? હે મ્હારાજ મ્હારા ગરીબ ઉપર તમે દ્રષ્ટિ કરતા નથી માટે શું કરૂં! ॥ ૧૫ ॥

विलुठ[illegible]ल: किमुरोहमिहशिरनौमिछिन्ननाभिवा ॥
किमुरोदिमिरारटीमिकिं कृपणंमांनयदीक्षसेप्रभो ॥ १८ ॥

હુ ઘણો ભયથી વ્યાકુળછુ માટે કેણી તરફ જોઊ ? શું કરૂં અને કેમ રહી શકું ? હે શંભુ ? તમે કૃપાળુ છો મારૂ રક્ષણ કરો રક્ષણ કરો ? હું તમારે શરણે આવ્યો છુ ॥ ૧૬ ॥

शरणंतरणेंदुशेखरशरणं मेगिरिराजकन्यका ॥
शरणंपुनरेवतावुभौ शरणंनान्यदुपैमिदैवतम् ॥ १७ ॥

લાલચંદ્ર જેનુ શીરો ભૂષણ છે એવા શીવ મ્હારા આશ્રય રૂપ હો ? તેમજ હિમાલયની પુત્રી પાર્વતિ પણ મ્હારૂ શરણુ હો. અને જણા ફરીને મ્હારા આશ્રય રૂપ હો બીજા દેવતાને હુ શરણુ જતો નથી ॥ ૧૭ ॥

उपमन्युकृतंस्तवोत्तमजपत: शंभुसमीपवर्तिन: ॥
अभिवांछितभाग्यसंपद: परमायुमददातिशंकर: ॥१८॥

ઉપમન્યુએ કરેલા આ ઉત્તમ સ્તોત્રને શીવ પાસે રહીને જે ભણે તે માણસને શીવજી ઇચ્છિત ભાગ્ય સમ્પત્તિ અને લાંબુ આયુષ્ય આપે છે. ॥ ૧૮ ॥

शंकरस्यचरितंकथामृतं चंद्रशेखरगुणानुकीर्तनम् ॥
नीलकंठतवपादसेवनं संभवंतुममजन्मजन्मानि ॥ १९ ॥

શંકરનુ ચરીત્ર, અને કથારૂપી અમૃત, અને અર્ધચંદ્રના આભૂષણવાળા શીવજીનું કીર્તન તથા ચર્ણારવીંદનું શેવન મને મારા દરેક અવતારે મળજો. ॥ ૧૮ ॥

इतिउपमन[illegible]कृतंशिवस्तोत्रं संपूर्णम् ॥



# શિવજીની આરતિ.

## શ્રીગણેશાયનમઃ શ્રીમદ્ શંકરાયનમઃ

### અથ શિવસ્તુતિ અષ્ટક પ્રારંભ:

અસારધ્યાન શિન હરીહરકા હારે કર આસન વાઘબરકા, અ-ગડ બંમ અગડ બમ ડિમાક ડિમાક ડિમ બાજે ડમરૂ શિવ શંક-રકા ટેક

અંગ વિભુતિ લગાવે સદાશિવ, હાથ લિયા નિશદિન ગોળા; કૈલાશ હોઇકર સોટે મશાણુમે, એ સહે શંકર ભોળા. અ૦ ૧. ખોપરીમે ભોજન કરતા ગિરીજા હેસો અરધાંગા, સુરીનર મુનીવર ધ્યાન ધરે કોઇ, દેવતાહે અદભુતા. અ૦ ૨. અંગના ત્રિશુલસેં ત્રિ-પુરાસુર માર્યો, તીન નેન દો અધિકારી; નાગન કેરા કુંડળ બિરાજે, ચઢે બેલકી અસવારી. અ૦ ૩. કુંડીરે કતકા લેકર ગૌરી, ઘુંટ પીલાઓ નિશદિન ભગા; ગળે રૂંઢકી માળ બિરાજે જટા જુટ શિર વેહે ગંગા. અ૦ ૪. બિખસેં કંઠ હુઆ જબ નિળા, ગગન નામ મુખસેં બોલ્યા, ઠંડા શીતળ લેહેર હુવા જબ, પ્રેમ મગનમેં શિવ ડોલ્યા૦ ૫. જો કોઇ માગે ઉનકું દેવે, એ સાહેબ શંકર ભોળા; આક ધતુરો આપ આરોગે, દુધ દુર કોઇકું દેતા. અ૦ ૬. શીંગી રૂલી શિવકું સોહીએ, ઝોળી ભરવા બહુ રંગ; કર કુંડી શીર છત્ર બિરાજે, ગોદડી હે નવરંગ. અ૦ ૭. એક રાની તોરે ગોરા પારવતી, દુજી રાની શીવ અરધંગ; ત્રિજી રાની અસલ ભીલાંદે, જટાજુટ શીર

વહે ગંગા. અ૦ ૮. એક રાની તોરે ચંદન ઘસતી, દુજી જળભર લાવેગા; ત્રીજી રાની ધુપ દીપને, ચોથી જોત જલાવેગા. અ૦ ૯. તુકારામ ઉસ્તાના મોહે સાહેબહે સો બહુ રંગ, દેખ દાખલા પોથી પુરાણુમે, મતકર ખાતા અગડબંગા. અગડબંબ. ૧૦

## શ્રીગણેશાયનમઃ અથ શિવસ્તુતિ અષ્ટક પ્રારંભ.

જયજય હે શિવ પરમ પરાક્રમઓ, મુકારે શિવ તમ શરણુ, શિવનમામિ શંકર ભવામિ શંકર તમ શરણુ. ટેક.

દશ ભુજમંડળ પંચવદન શિવત્રિનયન શોભિત શિવસુખદં, જટાજુટ શિર મુગુટ બિરાજે, શ્રવણે કુંડળ અતિ રમણુ. જયજય૦ ૧ લલાટ ચમકત રજની નાયક પંચાભુપ ગૌરીશ, ત્રિશુલ ચમકત વિદ્યુત શોભા, ડિમડિમ બાજે દીન મધુર. જયજય ૨. જય ચર્માંબર વ્યાઘાંબર હર કપાળ માળ ગંગેશ, પંચવદનપર ગણુપતિ શોભા, પૃષ્ટે ગીરીપતિ જયાલેશ. જયજય૦ ૩. ભસ્મિ લેપિત સરવાંગે હરતી વાહન અતિ રમણ, વામાંગે ગિરીરાજ બીરાજે, ઘંટાનાદ દિનમધુર જયજય૦ ૪ સિદ્ધેશ્વર મગરેશ્વર શંકર કપિલેશ્વર શિવકોટેશ, કપિલા સંગમ નિર્મળ જળ છે; કોટી તીરથ ભય હરણુ. જયજય૦ ૫ નર્મદા કાવેરી સંગમ મધ્યે, શોભિત ગિરિ શિખર, ઇંદ્રાદિક સુર સેવિત નીશદિન, રંભા નૃત્યતિદિન મધુરં. જયજય ૬ મંગળમુર્તી પ્રલયાષ્ટકપદ, અદભુત શોભા મૃદુ ભુવન, શુક સનકાદીક પઠતે સ્તોત્ર, મનવાછીત ફલ ભયહરણુ. જયજય૦ ૭ પ્રણુનાષ્ટક પદમાહેશ્વર રજયતિ નિર્મળપદ સંગમ, પુરણુ કૃપાત્રી ગુણાત્વ સદાશિવ પતિતપાવન ભયહરણુ. જયજય૦ ૮.

ઇતિ શ્રી શિવસ્તુતિ અષ્ટક સમાપ્તમ.

# શ્રી ગણેશાયનમઃ અથ શીવતાંડવ આરતી પ્રારંભ.

જયગંગાધરહર જયગીરીજા  , શીવજય ગીરીજાધીશ; ત્વં-
મા પાલયનિત્યં કૃપયા જગદીશં, હરહર મહાદેવ. ૧. કૈલાશે
ગિરિ શિખરે કલ્પદ્રુમ વિપિને, શિવક  પ વિપિને; ગુંજતી મ-
ધુકર પુંજે કુંજવને,  કુંજવને ગહને; કોકીલ કુંજિત ખેલીત, હં
સાવન લલિતં શિવહ સાવન લલિતં. હરહરહર મહાદેવ. ૨. રચયતિ
કમળા કલાપી નૃત્ય તિમુદ  હેતા, શિવનૃત્ય તિમુદ સહિતા; તસ્મિન
સુ વલિ દેશે શાળો મણિરચેત, શીવશાળા મણીરચિતા; તન્મધ્યે હર
નિકટે ગૌરી મદસ હીતા. હરહરહર મહાદેવ ક્રીડા રચયતી ભુષં રંજીત
મતિમીશ, શીવરજિત મતીમ , ઇંદ્રાદિક સુરસેવિતા, પ્રણમપિ જ-
ગદીશ હરહરહર મહાદેવ ૪ વિ ત્રં વધ બેહુ નૃત્યતિ હૃદયે મુદસ-
હીતા, શિવહૃદયે મુદસહીતા, કિન્નર ગાન કુરૂતે, સપ્તસ્વર સહીતા.
હરહરહર મહાદેવ. ધિનનં ધનનં કથયતિ મૃદંગ વાધરતે, શિવ મૃ-
દંગ વાધરતે, કુનુંકુનુ ભતિતં વેણુ મધુરં નાદયતે, હરહરહર મ-
મહાદેવ ૫. રૂણુરૂણુ ચરણે વાદતિ ત્રિપુરે સજ્જવલિતા. શિવત્રિશુને
સજ્જવલિતા, ચક્રાવતે ભ્રમયતિ કુરૂતેતા ધિકતા. હરહરહર મહાદેવ.
તાતા લુપપયુપ વાતા લંવાદયતે, શિવતા લ વાદયતે, અંગુષ્ટાગુલીનાદં
લાસ્યગત કુરૂતે. હરહરહર મહાદેવ. ૬. શંખનીનાદ નિકૃત્યા ઝાલ્લરિ
નાદયવ, શિવ ઝાલરિ નાદયતે, આરતિ રચયતિ બ્રહ્માવેદ ધ્વનિ પ-
ઠીતે. હરહરહર મહાદેવ. કર્પુર જ્વલયતિ ગૌર પંચાનન સહીતા,
ત્રિનયન શશિધર શુળ વીષધર કઠયુતા; શિવ પંચાનન સહિતા. હ-
રહરહર મહાદેવ. સુંદર જટાકલા પંપાવકયુત ભાલ શીવપાવકયુત
ભાલ; ડમરૂ ત્રિશુલપિનાક ધૃતદિકપાલં. હરહરહર મહાદેવ. અમૃત

ચરણુ સરોજ તતદિ કમળે ધૃત્યા, શીવકમળે ધૃત્યા; અવલોકેતિ મહેશ અભિનૃત્ય હરહરહર મહાદેવ. ૮. રૂઢ રચિત ઉરમાળા પન્નગમુ પવિત, શિવપન્નગમુ પવિત, વામવિભાગે રૂપ અની લક્ષીત હરહરહર મહાદેવ સકળ શરીરે મનમીલકૃત ભસ્માભરણુ, શિવકૃત ભસ્માભરણું, ઇતીવૃષભધ્વજ સ્વરૂપ તાપત્રય હરણુ. હરહરહર. ૮ ધ્યાન આરતી સમયે હૃદયે યદીકૃત્ય, શીવહૃદયે યદીકૃત્યા, માનુજપિ વાથ ઇશ બહુ કૃત્ય, હરહરહર મહાદેવ સંગીતે દિન પઠતીન પ ઠતાય. કુરૂતે, શીવ પઠતાય, કુરૂતે, શીવસાયુ જયંગછતિ પઠતાય શ્રુણુતે. હરહરહર મહાદેવ ૧૦.

ઇતી શીવ તાંડવ નૃત્યારતિ સમાપ્ત.

## શ્રી ગણેશાયનમઃ અથ શિવપુજારતિ પ્રારભ.

જયહરીહરા જેહરીહરા ગંગાધર ગીરીજાધર, ઇશ્વર ઓંકારા, હરહરહર મહાદેવ૦ ૧. લક્ષ્મીવર ઉમયાવર શંકર શામળીયા, પ્રભુશંકર શામળીઆ, હરીહર નટવર સ્વામી, એકાંતે મળીયા, હરહરહર મહાદેવ૦ ૨ જયજાદવ રાયા જય માધવ રાયા, આરતી કીજે કરૂણા નંદની, પ્રભુ આરતી કીજે કરૂણા નંદની, વ્યાપે નહી માયા, હરહરહર મહાદેવ૦ ૩ વાઘાંબર પીતાંબર શીવ સ્વામી પેહેર્યા, પ્રભુ શીવ [illegible] પેહેર્યા, કમલ નયન કેશવને, કમલ નયન કેશવને, શિવને [illegible] ના. હરહરહર મહાદેવ૦ ૩. ચંદન ચડે ત્રિકમને શિવજીને [illegible] પ્રભુ શીવજીને ભસ્માંગે, રામે રૂદ્ર રાખ્યા, રામે હૃદયે રા[illegible] ઉમયા અરધાંગે હરહરહર મહાદેવ૦ ૫. કેવડો વહાલો કેશવને શિવજીને ધતુરો, પ્રભુ શિવજીને ધતુરો, ત્રિકમને વહાલા તુળશી ત્રિકમને વાહાલા તુળશી, શીવજી બિલ વહાલા. હરહરહર

મહાદેવ૦ ૬. કૌસ્તુભ મણિ કેશવને શિવજીને રૂંઢમાળ, પ્રભુ શિ-
વજીને રૂંઢ માળા; મુકતાફળ મોહનને, મુકતાફળ મોહનને; શિવજીને
સર્પ કાળા. હરહરહર મહાદેવ૦ ૭ મોર મુગટ મોહનને શીવજીને
જટાયુ, પ્રભુ શીવજીને જટાયુ, હરી શંભુ સુખવાસી, હરી શંભુ
સુખવાસી, શીવજીને વડે ડમરૂ. હરહરહર મહાદેવ૦ ૮. રામને રૂડાં
રાજ શીવ ખાધે ઝોળી, પ્રભુ શીવ ખાધે ઝોળી, રામને વાંદર રીંછ,
રામને વાદર રીંછ, શીવજીને ભુત ટોળી. હરહરહર મહાદેવ૦ ૯.
બે ભુજ ચાર ભુજ આઠ ભુજ દશ ભુજને શોહિયે, પ્રભુ દશ ભુ-
જને સોહિયે, શીવજીના રૂપને ભજતા; શિવજીના રૂપને ભજતાં,
ત્રિભુવન મન મોહિયે હરહરહર મહાદેવ૦ ૧૦, નંદીવાહન ખગ-
વાહન શિવચક્ર ત્રિશુલ ધારી, શિવચક્ર ત્રિશુળ ધારી; ત્રિપુરારી મો-
રારી, ત્રિપુરારી મોરારી, કર કમળા ધારી, હરહરહર મહાદેવ૦ ૧૧.
વઇકુંઠે વસે વિશ્વભર શિવજી કૈલાશે, પ્રભુ શિવજી કૈલાશે. હરિકાળા
હરગોરા, હરીકાળા શિવગોરા, તે તેને ધ્યાને, હરહરહર મહાદેવ૦ ૧૨
એ બે એક સ્વરૂપ અંતર નવ ધરશો, પ્રભુ અંતર નવ ધરશો;
ભોળા ભુધરને ભજતા, શીવજીના રૂપને ભજતા, ભવસાગર તરશો.
હરહરહર મહાદેવ૦ ૧૩. મોહનને મહાદેવ જો સુંદર ગાશો, પ્રભુ
જો સુદર ગાશો, હરીહરના ગુણ ગાતાં, હરિહરના ગુણ ગાતાં, હ-
રિચરણે જાશો હરહરહર મહાદેવ૦ ૧૪ હરીહરાની આરતી ને જે કોઇ
ગાશે. પ્રભુ જે કોઇ ગાશે; ભણે શિવાનંદ સ્વામી, ભણે શિવાનંદ
સ્વામી, સુખ સંપત થાશે. હરહરહર મહાદેવ૦ ૧૫

ઇતિ શ્રી શિવપુજાની આરતી સમાપ્ત.

---

## શ્રીગણેશાયનમઃ અથ શ્રીઉમયાજીની આરતિ લખીછે.

જે આદ્યા શક્તિ મા, જે આદ્યા શક્તિ; અખંડ બ્રહ્માંડ નિ-પાવ્યાં અખંડ બ્રહ્માંડ નીપાવ્યા, પડવે પંડ્યકમાં. જયોજયો મા જ-ગદંબે૦ ૧. દ્વિતીયા બે સ્વરૂપ, શિવ શક્તિ જાણું મા, શીવ શક્તિ જાણું, બ્રહ્મા ગણપતિ ગાઉં, હરિ ગાઉં હર મા જયોજયો મા જગ-દંબે૦ ૨ તૃતીયા ત્રણ સ્વરૂપ, ત્રિભુવનમા બેઠા મા; ત્રિભુવનમા બેઠા, ત્રયસ્થકી તરવેણી, તું તરવેણી મા જયોજયો મા જગદંબે૦ ૩ ચોથે ચતુરા મહાલક્ષ્મીજી સચરાચર વ્યાપ્યા મા, સચરાચર વ્યાપ્યા, ચાર ભુજા ચોદશા, પ્રગટયા દક્ષીણમા જયોજયો મા જ-ગદંબે૦ ૪ પંચમી પંચરૂષી પંચમ ગુણ પદ્મા મા, પંચમ ગુણ પદ્મા, પંચ સહસ ત્યા સોહીએ, પંચે તત્વે મા. જયોજયો મા જગદંબે૦ ૫. સષ્ટી તું નારાયણી મહિષાસુર માર્યો મા, મહિષાસુર માર્યો, નરનારીને રૂપે, વ્યાપ્યાં સઘળે મા. જયોજયો મા જગદંબે૦ ૬ સાતમી સપ્ત પાતાળ સાવિત્રીસેના મા સાવિત્રીસેના, ગૌગંગા ગાયત્રી, ગૌરી ગીતામા જયોજયો મા જગદંબે૦ ૭ અષ્ટમી અષ્ટ ભુજા, આઇ આનંદા મા આઇ આનંદા, સુસ્વર સુનીવર જન્મ્યા, દેવદૈત્યોમા. જયોજયો મા જગદંબે૦ ૮ નવમી નવકુળનાગ સેવે નવ દુરગામા, સેવે નવ દુરગા, નવરાત્રીના પુજન, કીધા છે બ્રહ્મા. જયોજયો મા જગદંબે૦ ૯ દશમી દશ અવતાર જય વિજયા દ-શમી, મા જયવિજયા દશમી, રામારામ રમાડયા, રાવણ રોળ્યો મા જયોજયો મા જગદંબે૦ ૧૦. એકાદશી અગીઆરશ, કાત્યાયની કામા મા, કાત્યાયની કામા, કામદુઘા કાળિકા, સ્યામાને રામ. જયો

જયો મા જગદંબે૦ ૧૧. બારશે બાળારૂપ, બહુચરી અંબામા, બહુચરી અંબામા, બટુક ભૈરવ સોહીએ, તારા છે તુજ મા. જયો જયો મા જગદંબે૦ ૧૨ તેરશ તુળજારૂપ, તું તારૂણી માતામા; તું તારૂણી માતા, બ્રહ્મા વિષ્ણુ સદાશિવ; ગુણ તારા ગાતા. જયો જયો મા જગદંબે૦ ૧૩ ચૌદશે ચૌદે રૂપ, ચંડી ચામુંડા મા ચંડી ચામુંડા, મારકંડે વખાણ્યા, ગાઈ શુભ કવિતા. જયોજયો મા જગદંબે૦ ૧૪. પુન્યમે પુરણ કરી રતનાવતી નગરીમા, રતનાવતી નગરી, વસિતે માહી વખાણી; શુધિ કરજો કરૂણા. જયોજયો મા જગદંબે૦ ૧૫. સંવત સત્તાવન સોળે તીથી ભાવે મા, સોળે તીથી ભાવેના, સંવત સોળે પ્રગટી, રેવાની તીરે. જયોજયો મા જગદંબે૦ ૧૬. શીવ શકતીની આરતી, જે ભાવે ગાશે મા, જે ભાવે ગાશે, ભણે શીવાનંદ સ્વામી, સુખ સંપતિ થાશે. જયોજયો મા જગદંબે૦ ૧૭

ઇતિ અંબાજીની આરતી સંપૂરણ.

---

# અથ કવિતા નારણ બાવા વિષે પ્રારંભ.

અરે બાવા નારાયણ જેવારે, જગતમા ક્યાં મળે એવારે. ટેક.

શિવસુત ગણપતને કર જોડું, વીનવું વિધા માત: કાળજડું મારૂં કપી રહ્યું, જોઇ બાવજીઆની બાત. અરે૦ ૧. ઉપજયા હતો હર્ષ અમોને, જવ આવીયા આણે ઠામ, આણુદે ઉભરાઇ ગયાતા, મુંબાઈ લોક તમામ. અરેરે૦ ૨. આવતાં વેતજ આપે ધરી હતી, અકળુ એવી ટેક; બ્રહ્મભોજન ભલી ભાતેથી કરવા, લક્ષ વસાનુ

ઊક. અરે૦ ૩. એકદીને મધ્યરાત્રી સમે, બાવે કીધો એ ઉચ્ચાર; સુણતા શાણો જમશેદ વદિયા, દ્વિજ જગાડુ સાર. અરેરે૦ ૪. આપે ઉત્તર એવોજ આપ્યો, શુ હીંદુનો વળિયો પારશી ફેર અઠણુ કરતો ભાગે ધર્મની વાટ. અરેરે૦ ૫. હિદુએ હિમત રાખીને કીધુ, બ્રહ્મભોજન તે વાર, બાવાની ટેકજ પુરી થયાથી, જામ્યો જયજયકાર. અરેરે. ૬. ભુવેશ્વરના દેવળ ઉપર, ચઢાવ્યા કનકના કળશ, મહાદેવજીનો મહિમા વધારી, લાખેણો લીધો જશ, અરેરે. ૭ સહસ્ત્ર ચડી યજ્ઞ કરાવીને, ટાળ્યા સૌ ઉચાટ, પારાયણ પુરી પ્રીત્યેથી કીધાં, પાચ કોડીને આઠ અરેરે. ૮ વિષ્ણુયાગ તણોતો કરયો તો, આપે ઉર વિચાર, બ્રાહ્મણને કહે ભણુવા કરતા. વિદ્યાલય સૌ ઠાર અરેરે. ૯. સોમલ સાકર સાટે ખાતાને કસ્તુરી કરતા બક્ષ. ળીલી પત્રજ બક્ષ કરીને કાઢયો ચોવીસ પક્ષ. અરેરે ૧૦ આપે ઇશ્વર અવતાર લઇને, મુબઇમા કરી મ્હેર, અહીના લોકને આશીશ દેઇ કરી લક્ષ્મી લીલા લ્હેર. અરેરે ૧૧ દ્વિજનું કલ્પતરૂ ગયુ અરેરે, રહ્યુ નહીં આ વાર; ઇશ ઉદાશ આતાશ કર્યા, મારી મો લાંધીને માર. અરેરે. ૧૨. માત મુવે જેમ છોરૂ રડેને, ગાય વિના જેમ વછ; ભાઇ મુવે જેમ ભગિની રડે, વળી વારી વિના જેમ મછ. અરે ૧૩. વાઘ વરૂને વાનર આદિ, રોળા વનમોઝાર' નદી તણાતો નીર ન ચાલે, ઝુરે આડ અપાર. અરે. ૧૪. દનસદન આ શેહેરમા દીસે, દીલગીરી દેખાય, અરરરર અરરરર આ કોણે માર્યા, ગેબી ગોળીના ઘાત. અરે ૧૫ બાવલિયા બાજીવાર કરે છે, પધરામણી બાબુરાય; જો ફરી આવે તો કવિજ નહોયે, શોક સહુ સુકાય. અરે. ૧૬.

સંપુર્ણ.

# જાહેર ખબર.

હું નીચે સહી કરનાર નમ્રતા પુર્વક જાહેર કરૂં છું કે આ ચોપડી તથા બીજાં ઘણી જાતના પુસ્તકો અમારા છપાવેલા તથા મુબાઇના છાપેલા સંસ્કૃત હીંદુસ્તાની, ગુજરાતી, મરાઠી, ઇંગ્રેજી ડીક્ષનેરીઓ, વૈશ્નવ ધર્મની વારતાઓ, તથા તરજુમાઓ, કાયદાઓ, વઇદકના તથા નાટકો, કીસ્સાઓ, જૈનધર્મનાં તથા સરકારી ગુજરાતી તથા ઇંગ્રેજી વગેરે નીશાળોમા ચાલતી ચોપડીઓ તથા પેહેલી ચોપડીથી તે સાતમી ચોપડી સુધીના અર્થ, ઇતિહાસના પ્રશ્નોત્તર, વરતાવળીઓ વગેરે બીજી ઘણી જાતના પુસ્તકો સરસ છાપ ને સસ્તી કીંમતે મળશે. માટે સામટી લેવી હોય તેમણે પોસ્ટ પેડ કાગળ લખી ખુલાસો કરવો. નાટપેડ કાગળ લેવામા આવશે નહીં.

સરનામુ.

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

ઠે. ત્રણ દરવાજાના મેદાનમા, પુસ્તકાલય.

મુ. અમદાવાદ.